[illegible]

# કરગંગાલહરી.

નાંદોદની કર્જણ ઉર્ફે કરગંગા નદીમાં
સંવત ૧૯૪૯ના વર્ષમાં આવેલું પૂર.

રચનાર,
નર્મદાશંકર કેશવરામ પંડ્યા.
નાંદોદ.

મુંબઈમાં,
જાવજી દાદાજીના "નિર્ણયસાગર" પ્રેસમાં છાપ્યું.

સંવત્ ૧૯૫૦—સને ૧૮૯૪ ઇસવી.

[redacted]

# કરગંગાલહરી.

નાંદોદની કર્જણ ઉર્ફે કરગંગા નદીમાં
સંવત્ ૧૯૪૯ ના વર્ષમાં આવેલું પૂર.

રચનાર,

નર્મદાશંકર કેશવરામ પંડ્યા.

નાંદોદ.

મુંબઈમાં,

જાવજી દાદાજીના "નિર્ણયસાગર" પ્રેસમાં છાપ્યું.

સંવત્ ૧૯૫૦—સને ૧૮૯૪ ઇસવી.

# પ્રસ્તાવના.



સુજ્ઞ ગૃહસ્થોની સેવામાં આ એક "કરગંગાલહરી" નામનું લઘુતમ પુસ્તક રજુ કરતાં નમ્રતા સાથે નિવેદન કરૂંછું કે ગયા ચોમાસાની શીરૂઆતમાં અતિ વૃષ્ટિ થવાનેલીધે નાંદોદની કરજણ નદીમાં સંવત્ ૧૯૪૯ અધિક આશાઢ શુદી ૮ બુધવાર તારીખ ૨૧ મી જુન ઇસ્વી સન ૧૮૯૩ ને રોજે અકસ્માત ભયંકર પૂર ચઢી આવ્યું હતું, જેને માટે અત્રેનાં મોટી વયનાં મનુષ્યો એટલે સુધી સાબીતી આપેછે કે "બસો વરસ સુધીમાં આવી રેલ કર્જણ નદીમાં કોઇ સાલ ચઢી અમે સાંભળી નથી, તે પેહેલાંની વાત તો ઇશ્વિર જાણે. પરંતુ નર્મદાની મોટી રેલ વખતે પણ કર્જણમાં આટલું બધું પૂર આવ્યું નથી."

સેવક આ ચિત્ર જોવાને પરતંત્ર હોવાનેલીધે હાજર નહિ હતો, એટલે તે વખતના ચઢતા પાણીનો દેખાવ કેવો હશે તેનું યથેષ્ટ વર્ણન કરી શકવા લાચાર છે, પણ તે પછી નાંદોદમાં આવ્યા બાદ કેટલાએક મિત્રોના આગ્રહથી, હકીકત સાંભળી, તથા ચઢેલા પાણીની સીમાઓ નીરખી ટુંકમતિ પ્રમાણે કલ્પના કરી આ પદ્યાત્મક ચિતાર મૂકયો છે જેથી તેમાં રહેલા દોષની માફી આપશો. એજ વિજ્ઞાપના.

કર્ત્તા.



## નાંદોદ.

# કરગંગાલહરી.

### વસંતતિલકા વૃત્ત.

આ ફેરફાર કયમ મિત્ર? નવીન પેખૂ,
અનહદ્દ પૂર જળનું નકિ આવ્યું દેખૂ:
પાધર જણાય સહુ પાદર નંદપૂરે
તૂટ્યું અકાશ તણું અંબુ અપાર શું એ? ૧

### શાર્દૂલવિક્રીડિત વૃત્ત.

રે! રે! રમ્ય રસાળ ભોમ હતિ જે, થૈ ગૂમ તે કયાં ગઈ,
દેખૂ કોતર વ્હેણ નેણ થકિશું, આંસૂનિ ધારા વહી;
ખાડા ટેકરિના થયા, ખિણ તણા કૈં ટેકરા થૈ વસ્યા,
રે! આવી કહિં ઓંચિતી પ્રિય સખા, નાંદોદની આ દશા.૨
કયાં છે ઝાડ વિશાળ ઝૂમિ રચલાં, ચૂના ઇંટે જે ચણ્યાં,
પેખૂ તે નિરમૂળ ધૂળ મળિયાં, વૃક્ષો લઘૂ તો ઘણાં;
પૂરાયા કંઈ વાપિ કૂપ પળમાં, શોધી જડે ના દિશા,
રે! આવી કહિં ઓંચિતી પ્રિયસખા, નાંદોદની આ દશા. ૩
કયાં છે બાગ અથાગ પાક ભરીઓ, કયાં ગેટ ને બંગલો?
કયાં નાળૂ કહિં પાયખાનુ પટક્યૂં, જોતાં થયો જંગલો;
વાડી ખેતર છાપરાં બહુ તુટ્યાં, લોકો ધસી કયાં વસ્યા,
રે! આવી કહિં ઓંચિતી પ્રિયસખા, નાંદોદની આ દશા. ૪
કયાં નૂતન્ નવરંગ ગંગતટની ખીલેલ જે વાટિકા,
ઘોરા નાખિ કરેલ ઊભિ ઉપરે લોખંડની લાટિકા;
લ'કો ખાત હવા ગમ્યૂ ન તરને, ખાવા હવા તે ખસ્યા,
રે! આવી કહિં ઓંચિતી પ્રિયસખા, નાંદોદની આ દશા.૫

ઓવારો નમીઓ નદી શર વિષે, સાષ્ટાંગ શા કારણે,
સીસા કેલ થકી જડેલ પથરા, કોને ગયા વારણે:
ભાગ્યાં જબ્બર બાંધ કામ ન મળે નીશાન એકે વશા,
રે ! આવી કહિં ઓચિતી પ્રિયસખા, નાંદોદની આ દશા. ૬

### વસંતતિલકા વૃત્ત.

શી કાટ જાળ પથરાઈ અનેક ઠામે,
માહીતિ આપ સહુએ જીવ શાંતિ પામે,
ભારી થયેલ નુકસાન જણાય ભાઈ !
શો કોપ આવિ પડિયો, દિન એક માંહીં. ! ૭

### દ્રુતવિલંબિત વૃત્ત.

સુણ સખા, વદુ ટૂંક મહીં કથા,
મતિ નથી, પણ ભાખું નહીં વૃથા;
નહિ બનેલ અન્યોછ બનાવ જે,
કરણ કો ધરતૂં નથિ રાવ તે. ૮

### ગીતી.

મહિષે મહિષ વઢે ત્યાં, થાય નિકંદન ઝાડતણું જાણો;
જંગ થાય જબરાનો, રંક પિડાયે વિના વંક માનો. ૯

### સ્રગ્ધરા વૃત્ત.

શંભૂ ઊમા સહીતે અકળ તપ કર્યું ગુપ્ત જે પૂર્વ કાળે,
વાધ્યો પ્રસ્વેદ તાપે, વહિ નદિ જળની તેથિ ભૂમાં વિશાળ;
આપ્યું વર્દાન તેને, પ્રસન થઈ પ્રભૂ થા જગત્તારણી તું,
સ્રષ્ટાની સ્રષ્ટિ મધ્યે સરિત સકળમાં શ્રેષ્ઠ ઉદ્ધારણી તું. ૧૦

### દોહરો.

પતિત પાવની તે થઈ નામ નર્મદા જેહ,
વહે રૂદ્ર-દેહી મહા, ભરત દક્ષિણે તેહ. ૧૧

## હરિગીત.

દિન એક ગિરિ કૈલાશમાં શિવ પત્નિશું વાતો કરે,
ગંગા પ્રસંગે ઊચરી, અભિમાન જે ઉરમાં ધરે;
હે સ્વામિ અંતર્યામિ, મન સંદેહ મુજને રે' સદા,
મોટી કવણ ભૂમાં ગણાયે, સરિત હું કે નર્મદા. ૧૨
વાણી સુણી ઉમા વદી, હતિ સાથ શિવ ઉચ્છંગમાં,
મોટી મહીમાં રૂદ્ર દેહી, ગંગ, તું ના ઢંગમાં;
તે શ્રેષ્ઠ ગુણ ગંભીર રેવા, પતિત પાવન કારણી,
તું નીચ તેથી લક્ષધા, આવે ન તેની હારણી. ૧૩
તવ મસ્તકી વદિ મસ્ત વાણી, સૂણ રે રાણી ઉમા,
નથિ બોલતી તવસંગ, જાણી શાણિ રાખ જરા જમા;
છું ગંગ હું નવરંગ તારા ઢંગ સરવે પારખું,
ચૂંટી ખણ્યેથી ના જણાએ, સોકય સાલતું સારખું. ૧૪
બહુ બોલતી ના ગંગ, આવી આજ કાલ તું અંગના,
આદી અનાદી હું ગણાઉં, શંભુની અર્ધાંગના;
વેરણ થઇ તું કયાંથિ મારી, પૂઠ લઈ લડવા મચી,
બેઠી ન જંપી ગંગ કહે, હું માટ શું ધાતા રચી. ૧૫

## વસંતતિલકા.

વાધ્યો વિશેષ વદવા થકિ કલેશ બેમાં,
ઠંડી પડે ન જરિ કો, ન તણાય સ્હેમાં;
થાકી વદી ગિરિસુતા, કર જોડિ સ્વામી,
વારો તમારિ વિનતા મદ પૂર પામી. ૧૬

## સ્રગ્ધરા.

ધૂણાવ્યું શીશ શીવે ખડખડ હસિને તાળિ પાડી તડાક,
રામાના રંજનાર્થે ડમ ડમ ડમરુ ને વજાડયૂં જ ડાક;
આ શો સંતાપ રાખી હરનિશ લઢવું, વ્હેંચવાનું શું આંહીં ?
કોપો ના પ્રીય કાંતા અરસ પરસ કો સંપિ રો' જંપમાંહીં.૧૭

## શાર્દૂલવિક્રીડિત.

રે ! શો વેધ પડ્યો તમારિ વચમાં, ભાખો મને પ્રેમદા,
આપું તેનું નિદાન, શાઠ તર્જીને કહો સાચુ પ્રીયંવદા.
બોલી તત્ર ઉમા, અહો પ્રિયપતી, ગંગા અને નર્મદા-
એમાં કોણ ગણાય શ્રેષ્ઠ સરિતા? શંભૂ સુણી તે વદ્યા. ૧૮

## ભુજંગી.

તમારૂં સમાધાન ના તુર્ત થાશે,
કરૂં તેથીં ના હાલ વાણી પ્રકાશ;
(પણ)નવી સાલ આશાઢિ પંચાસ માંહી,
કરે અંબુરૂપે પરસ્પર્ચઢાઈ. ૧૯
(તેમાં) જીતે તેજ મોટી ગણાયે જણાયે,
ન ડોલે ન બોલે ગુણી તે મનાએ;
અહો ગંગ, ઉમા પ્રીયે, શાંત થાઓ,
ન બોલી જુઠો ક્લેશ એમાં જણાવો. ૨૦

## દોહરો.

મિત્ર અરે ! સુણ માહરા, આગળ કહું વૃત્તાંત;
ધરજે અંતર ધારિને, ભેળવતો નવ ભ્રાંત. ૨૧

## ચાલ લહેકતી.

શુણી મસ્તકી મહાન,-ગંગ રહી સાવધાન,
સમો જોઈ સજી માન, ઉરે વાત આદરી;
તેડિ ભગની નિજ ચાર, આવિ મળવા તે વાર,
જહીં જાન્હવી સધ્યાર, મળી ગૌતમી ખરી. ૨૨
બાણ ગંગા ઊત્તંગ, કેર ગંગા નવરંગ;
વદી સરવે ઊમંગ, કથો કાર્ય સુંદરી,
ભણે મસ્તકી વચંન, નથી આપણામાં ભિન્ન;
સર્વ કેરૂં એક તંન, કર્ણ અર્જ લો ધરી. ૨૩

નામ નર્મદા છે જેહ, રૂદ્ર દેહિ ગણો તેહ,
વધી હુંથી અહમેવ, કરો હાર તે તણી.
કોણ રાખે એ કામ, ધરે આપણામાં હામ,
સ્હાય કરવી તમામ, પુરી થાય લાગણી. ૨૪
વદી કર્ગંગા એમ, અરે શોચ કરો કેમ?
લઉં એનો હું નેમ, જીતું નર્મદા ખરી;
નથી ભારે એ કામ, મારિ નિકટે મૂકામ,
લાગ જોઈ ભિડુ હામ, પાડુ વાટ પાધરી. ૨૫
ખુશી થયાં ચાર રૂપ, ધન્ય કર્ઝરણ અનૂપ,
અમો રહિશું ના ચૂપ, મદદ આપશું વડી;
બની જળતણી વરાળ, ઘુમી ગગને તત્કાળ,
વૃષ્ટારૂપ દેઈ ફાળ, સમે આવશું ચઢી. ૨૬
માટે ધારી મુહૂર્ત, રખે બેન થતી ધૂર્ત્ત,
કરે સ્વારી તું તુર્ત્ત, અકસ્માત વેગથી;
સુણી કર્ઝણ કહે વાણ, અષ્ટમી અશાઢિ માન,
શુકલપક્ષ બુધ પ્રમાણ, રહું બપોરે બ્હેકતી. ૨૭
હવે વાધો મૂકામ, સમય સૂચવ્યો આ ઠામ,
કરો જેનું જે કામ, જાણ ના પડે જરી;
થશે ધાર્યુ ધોકાટ, રખે રાખો ઉચ્ચાટ,
જુઓ એક વાર ઠાઠ, પછી આપો બ્હાદુરી. ૨૮

## દોહરો.

આવ્યો દિન અષ્ટમૉ તણો, પલટ્યો પ્રભાત રંગ.
ગગન તલે મહિમંડળે, સઘળે ગંગ અભંગ. ૨૯

## ગરબી રાહ.

બની જબર દેહ ધારી સરિત ગંગ,
મુકી મર્યાદને ચાલી, ધરી મન દ્વેષ રૂપાળી.
ચતુર ચઢી જંગ-જંગ, બની જબર દેહ. (ટેક.)
કરેલો વિચાર પાડું નકી પાર,

પલકમાં પમાડું રૂદ્ર દેહી હાર;
ઉતારૂં હું ભુજા ભાર, દઉં માર, તિરસ્કાર,
ફરિ ઉચાર, કોઈ વાર, ન કરનાર, એ પ્રકાર,
કહે સ્વીકાર, વારવાર, મટે ખાર, વધે પ્યાર,
જમે રંગ-રંગ, બની જબર દેહ ધારી.—
સરિત ગંગ. મુકી મર્યાદને ચાલી, ધરી મન.—૩૦

## કટાવ.

અતિ મનમદ ધરતી, એમ ઉચરતી, વિચાર કરતી, ખરરર
ખરતી—
શિલામૂળથી હૃદે શૂળથી, પસાર પામી, જોતાં જામી,
અપાર ઊંચી, લેતી ખૂંચી,–વૃક્ષવેલને, કરતિ ગેલને.
ઉભય કિનારા, ડુંગરધારા–તોડિ તાલમાં, રમે ફાલમાં,
ઝાડ ઝુમેલાં, કાંઈ ઉભેલાં, કાંઈ પડેલાં, સૂકાં લીલાં.—
મુકયાં ન વ્હીલાં, શસ્ત્ર મળેલાં, લઈ જાળમાં, ગૂઢી ગાળમાં,
ચપળ ચાલમાં, ધુધ્ધુ ધુધ્ધુ ધુધ્ધુ કરતી, સમસમાટ—
ધમધમાટ ધરતી, ખૂબ ઉછળતી, બહુ ખળખળતી,
તરંગ મોટા; જોટેજોટા, દોટમદોટા, ગબડે ગોળા,
જણાય ઝ્હોળા, જળનાં ઝોળાં, લાંબાં પ્હોળાં, ટોળેટોળાં,
અપાર આવે, એમ જણાવે, એવી રીતિએ, વગર ભીતિએ,
કરતિમસ્તી એ,જબરજસ્તી એ, પ્રલયકાળનો,સેતુ પ્રાળમાં,
ચઢયો હોય ત્યમ, આવિ એકદમ, ધુંધવાએલી, પૂરમચેલી,
વિના ત્રાસથી, વકરાએલી, સોકય સાલથી મુઝવાએલી,
અર્વે ઘેલી, તન્ રગડેલી, રેલી છેલી, ડુંગર મેલી.—
મહાવેશથી, બ્હાર વીચરી, રાસ્તિ ભાગમાં સદ્ય સંચરી,
જોઈ સપાટી, બદલી ધાટી, ચક્ષુ ફાટી, આવી ધાંટી.—
આસપાસના વસનારાની, ખેતર કોતર ફરનારાની,
"ખસો ખસો"ની બૂમ મારતી, થવા ચેતના બહુ બરાડતી,
ભરિ તોફાને અંગ–કરગંગ ચઢી નવરંગ. ૩૧

## વસંતતિલકા.

લોકો સહુ નગરના નિજકામ માંહી,
ખાવા પિવા કંઇ મચ્યા, કંઈ ધ્યાન માંહી;
કૈં નોકરીપર ચઢ્યા કંઈ તો ગપાટે;
મધ્યાન્હમાં અણચિંતો, પ્રગટયો ઉચાટ. ૩૨

## હરિગીત છંદ.

રે સ્હોર શો? આ સ્હોર શો? એ શું હશે, ને કયાં હશે?
કરણે પડયું સૂણાય ના, રે? ઓચિંતુ આ શું થશે.
કો કહે ગાજ્યો મેઘ, ધરતી કંપ કોઈ કહે થયો,
કહે કોઈ એ તો વાયુ, આ વરસાદની ગતિમાં ભળ્યો. ૩૩
વાતો થતામાં બૂમ ચાલી, લોક દોડ્યા શોધમાં
રે, પૂર આવ્યું પાણીનું, કર્જણ ભરાઈ ક્રોધમાં.
જોયું ન જનમી સ્હોર ભરીઉં જોર આવું ગંગનું,
સ્વપ્ના મહીં પણ કો દિને, વિકરાળ જુલમી ઢંગનું. ૩૪

## વસંતતિલકા.

ટોળે વળ્યા જન તહીં, ફરતે કિનારે,
આંખો ઠરે ન નિરખી, જળ જામ્યું ભારે;
યોજન્ પ્રમાણ ગગડાટ ગજાવિ મૂકયો,
ભૂધર્ સહાય કરવા ન લગાર ચૂકયો. ૩૫

## દોહરો.

વિચિત્ર દરશી ચિત્ર આ, મિત્ર! વધ્યો ગભરાટ,
ચઢિ લ્હેરપર આતુરા, ધમધમતી ધુધવાટ. ૩૬

## કટાવ.

દિસે સવારી, વારી વારી, જોતાં ધારી, જાણું હારી,
પેખનારને ભય કરનારી, મુખ વર્ણવતાં મતી ન મ્હારી,
તરંગ ઉંચા, થાયે નીચા, ચઢે મગનમાં અડે ગગનમાં,
જાણે ગિરિવર ધસે ઘૂમતા, ઉંચી ડોક કરીં નીચે ઝૂમતા;

જળનાહાથ્થી, જળના ઘોડા, અપાર ઉપડે દોડા ચોડ.,
મળ્યું પવનદળ, સંગે જળદળ, પડચું પળેપળ, વૃષ્ટા વારિદળ,
ચોગમ જળનું જોર ન માયે, કાષ્ટ જૂથ મહિં ગોથાં ખાયે,
રીંછ વાઘ તરફડતા જાયે, જળચર, ભૂચર કૈં અટવાયે.
માલ ખજાના ઘણા તણાએ, ચઢયું હાથ સાથે ઘસડાયે,
ઉપરા ઉપરી અપાર લ્હેરી, જોતાં જોતાં જમીન ઘેરી;
ખસો, ખસો રે! નાસો! નાસો! નકી નીપજ્યો અજબ તમાસો,
કૈંકે ત્રાસી કાઢયો વાસો, તણાઇ જાતી અનેક લાસો,
સમુદ્ર પેઠે પાર ન સૂઝે, જળ લશ્કર જ્યાં અપાર ઝૂઝે.
આવિ એમ કરગંગ કોપતી, વિશ્વનાથની નિકટ ચોંપતી.
નમન કરીને પડી પાંસરી, આડિ ઊતરી, ઘસી સાંસરી,
નવીન વાડી લેઈ ઉપાડી, મૂળ ઉખાડી, વૃક્ષ ઉજાડી;
સપાટ ભૂમાં કોતર ખાડી, જુલમખોરની જાણે ધાડી.
મળ્યૂં વાટમાં, મદદમાટમાં, લિધુ બાથમાં, સહુ સાથમાં.
ધાબુ ધાબડી, ત્યાં થકી પડી, શેષશાઈજી તર્ફ તે અડી,
તાર વીજળી કેરા નિરખી, સ્થંભ જોઈ ને હૈયે હરખી.
આગળ કીધા દેવા વરધી, ખબર પ્હોંચવા જલદી જલદી.
વાપિ કૂપને નાળાં તોડી, બાગ બગીચા જોડા જોડી,
પાધર કરતી, આગળ દોડી, હનૂમંત ઊભા કર જોડી,
હુકમ કર્યો જે જાઓ જમાવી—કહો નર્મદાને હું આવી.
પવન પુત્ર કંપારે ચડીઓ, એક ઠેકડે આડો પડીઓ,
નૃસીંહજીનું દેવલ દરશી, સત્યદેવ ધર્મેશ્વર પરશી,
પડી પાધરી પ્રેમે સરશી, વહી દ્વેષિએ ચપળાવર શી;
કહ્યાં ન જાએ કરેલ કામો, હાર્યા લેખક લખતાં હામો,
વદૂ ટૂંકમાં માટે વાણી, ખૂણુ વંકમાં પાણી પાણી.
જુઓ અધાણી, આ જળ ખાણી, ભરિ તોપ્રાને અંગ—
કરગંગ ચઢી નવરંગ...............................

## માલિની વૃત્ત.

પુરથિ અલગ આવ્યો મધ્ય ભંડારિ વાસ,
તટ નિકટ તથાપી જાળવ્યો, જાણિ ખાસ;
બહુજન પશુ એમાં, (તેને) ન્હાસવાની ન બારી,
ઉર ધરિ અનુકંપા, ત્યાં જમાવ્યું ન વારી. ૩૮

## શાર્દૂલવિક્રીડિત.

ભારે ખર્ચથિ બાંધશે પુલ મહા દર્બાર તે જાણીને
દર્શાવ્યો નિજ વેગ રાજ્ય જનને ઊંચાઈ પરમાણિને.
બાંધે ચેતિ અગાઉથી જબર જે ના વારવારે તુટે,
આપ્યું માપ ઉરે ધરી, ફરિ ફરી ના રાજ્યલક્ષ્મી ખુટે. ૩૯

## કટાવ.

એમ જણવતી, આગળ ખસતી, પ્રચંડાકૃતી, વધી ધુઘવતી,
આસપાસનાં ગામ ધ્રૂજવતી, ગરિબ લોકનાં મંન મુઝવતી
કર્યો ધસારો, મારો મારો, આવ્યો વારો, હરાવનારો,
ઘોર ગાજતી, ઉરે રાજતી, સરરર તલપી, ઝડપ્પ ઝડપી,
આડિ નર્મદા, વહે શર્મદા, નિર્મલ પાણી, મહા ગુણખાણી,
જોઈ પ્રમાણી, જણાય શાણી, તે પર ઉલટી, વેગથી વટી,
લેશના ઘટી, તોડતાં તટી, ઉતરી સામી, જરા ન ખામી,
પાંચ કોષ પર્યંત હઠાવ્યું, આસપાસ રેવાજળ જામ્યું,
ડાબા જમણી કરી નર્મદા, મધ્યે સીધી પડી કર્મદા,
ધસી બરાડી, ચીરો પાડી, વ્યાસ ભુમીમાં કરતી ખાડી,
શાખા આડી, રહી અગાડી, તે પર ત્રાડી, પડી ન ટા'ડી,–
ભરિ તોફાને અંગ, કરગંગ ચઢી નવરંગ............૪૦

## શાર્દૂલવિક્રીડિત.

વ્યાસેશ્વર્ શુકદેવ આદિ મળીને, સ્તુતિ ઉચારી તહીં,
તું મોટી કરગંગ! રંગ તુજને, થા શાંત હાવે અહીં.

રે, દેવી જય રૂદ્ર દેહિ સુખદા, ગંભીર ગુણી મહા,
દર્શાવો સુપ્રતાપ પ્રૌઢ ભરિયૂં જે રૂપ ધારી ક્ષમા. ૪૧
રેવાએ નિજ વારિમાં ગ્રહિ લિધી, લ્હેરો બધી ગંગની,
પાડી શાંત સમાવિ નીજ હૃદયે, વ્હાલી ગણી સંગની;
આવ્યું જ્ઞાન ગયોજ ગર્વ ઉતરી, ગંગાય માગી ક્ષમા,
સોશાઈ ઘટિ ચારમાં, શરમથી જેના પ્રતાપે મહા. ૪૨

## શિખરિણી વૃત્ત.

વિરા વ્હાલા મારા, કથન કર્યું વૃત્તાંત ટુંક તે,
બિલાડીનું હાસ્ય, મુષક નિસરી જાય ફુક તે;
ચઢાઈ વારીની, તટ રહિશને ત્રાસ પ્રગટયો;
પડયા નુકસાને કૈં કંઇક જનનો જીવ ફટકયો. ૪૩

## વસંતતિલકા.

આવી દશા નગરની થઇ એર્થો મિત્ર !
ઊછાંછળી કરજણે કરિયું વિચિત્ર;
આ દૃષ્ટિ ફેર સહુ પાદર જે જણાયે,
કર્ગંગ લ્હેર નકિ નર્મદ એ ગણાયે. ૪૪

## દોહરો.

ગંદકિ ખેંચી કાઢિ તેં ઘણાં વર્ષની સંગ,
રંગ ઉતંગ તરંગિણી, પવિત્ર કરી ભૂ ગંગ. ૪૫



# શ્રીકરગંગાષ્ટક.

## નારાચ વૃત્ત.

શ્રી ઇંદુ-શેખરેશ હસ્તથી પ્રયાણુ કારણી,
વસી સુ વિંધ્ય અદ્રિ મધ્ય કષ્ટને નિવારણી,
નગેશ્વરી સુરેશ્વરી, મહા સુ મસ્તકી મણી,
નમામિ નંદપૂર ગંગ મા તરંગ રંગિણી. ૧
અલભ્ય લભ્યમાન થાય મુક્તિ સ્નાન આચર્યે,
સુચિત્ત શુદ્ધ ભાવનાથિ નિત્ય નીમ આદર્યે,
ત્વરા ઉતંગ અંબુની વૃષા મહીં અભંગિણી. નમા૦ ૨
વસંતિ નાગ ઈશ નીધિ તત્ પ્રવાહને તટે,
અગસ્ત મારકંડ નારદાદિ ઋષિ નીકટે,
તપસ્વિ ધ્યાન તે ધરે પવિત્ર વારિને ગણી. નમા૦ ૩
ભગીરથી મહા ગભીર નીર કાશિકા તલે,
સમસ્ત તીર્થ સ્નાન દાયિ પાતકો કરે પ્રલે.
વિશાળ જાન્હવી સુગંગ ભક્તરાજ તારણી. નમા૦ ૪
મહા પ્રતાપિ ગૌતમી ભુમી તલે વિરાજતી,
જટા જુટે મહાન મસ્તકી સુ ગંગ રાજતી,
કરાર્વિંદથી કર્યો પ્રવાહ એ કૃપા ઘણી. નમા૦ ૫
રહે કૃષાંગ ઉષ્ણુકાળ–વાહિની મહેશ્વરી,
અતીશ નિર્મલાંગ શીતલાંબુએ સુધા ભરી,
સું મચ્છ સ્વચ્છ કચ્છ ચક્રવાકને ઉગારણી. નમા૦ ૬
અરણ્ય વૃક્ષ વૃંદમાં, સુવેગ મધ્ય મ્હાલતી,
ખિલી સુ જાઇ, જૂઇ કેતકી બકૂલ માલતી,
સુગન્ધ દ્રૂમ કલ્પ ચંદનાદિને લતા ઘણી. નમા૦ ૭
વસંતિ વિશ્વનાથ સાથ પૂજ્ય ઇષ્ટ કર્મદા,
રહી સમાગમે ઉમંગથી શ્રિદેવિ નર્મદા,
સુ છન્દ અષ્ટ અલ્પ બુદ્ધિ નર્મદે વધા ગણી,
નમામિ નંદપૂર ગંગ મા તરંગ રંગિણી.



for which I am obliged. They are well written and neatly printed.

Yours faithfully
(Sd) R. M. SAYANI.

---

તરજુમો.

૧૮, એસપ્લેનેડ રોડ.
(નેક્સ્ટ ડોર ટુ ધી નેશનલ બેન્ક ઑફ ઇન્ડિયા)

પ્યારા સાહેબ,— મુંબઇ ૯-૧૧-૯૩

આપનાં બનાવેલાં પુસ્તકો મને ગયે શનિવારે પહોચ્યાંછે. અને તેને માટે આપનો આભાર માનુછું તે સારી ઢબથી લખાયાં છે, અને સફાઇબંધ છાપવામાં આવ્યાં છે.

આપનો વિશ્વાસુ.
સહી. (ઇંગ્રેજીમાં.)
આર, એમ, સયાની.

---

Andrews Library
Surat 4th October 1893

From,

M. D. Dadysett Esqr.
Barrister-at-law.

To,

Jivram Ajramar Gor Esqr.

SIR,

I shall feel obliged if you will be kind enough to present the Library with your valuable publication on "Varta Vinoda"

I need not state that the Library as is the oldest in Gujarat and has a collection

of nearly 5000 books and the same has an influential Committee with the Collector as its President ,ours faithfully.

(Sd.) M. D. DADYSETT
Hon. Secretary
Andrews Library—Surat.

---

**તરજુમો.**

એન્ડ્રુઝ લાઇબ્રરી.

સુરત તા. ૩ ઓકટોબર ૯૩.

એમ, ડી, દાદીશેઠ એસ્કવાયર.

બારીસ્ટર. એટ-લો. તરફથી

જીવરામ અજરામર ગોર, એસ્કવાયર તરફ

સાહેબ !

આપના "વાર્તાવિનોદ" ના કીમતી પુસ્તકની નકલ આ લાઇબ્રેરીને આપ મહેરબાનીની રાહે ભેટ દાખલ મોકલશો તો આભારી થઇશ.

આ લાઇબ્રેરી ગુજરાતમાં સર્વેથી જુની છે, અને તેની અંદર સુમારે ૫૦૦૦) પાંચ હજાર પુસ્તકોનો સમાવેશ છે. તેના ઉપર દેખરેખ રાખનાર એક મોભાદાર કમીટી છે. તે કમીટીનાં પ્રેસીડેન્ટ અત્રેના કલેકટર સાહેબ છે. એ વગેરે જણાવવાથી હું કાંઇ વિશેષ ધારતો નથી.

આપનો વિશ્વાસુ.

(સહી ઇંગ્રેજીમાં.)

એમ, ડી, દાદીશેઠ.

ઑનરરી સેક્રેટરી એન્ડ્રુઝ લાઇબ્રેરી.

સુરત.

**વાર્ત્તા** વિનોદ ૪૦ પુસ્તકો છપાયા બાદ. સંવત ૧૯૪૯ ના ચૈત્ર પછી.

## આવેલા અભિપ્રાયો.

## વાર્ત્તા વિનોદ વિષે અભિપ્રાયો.

એન્ડ્રુલાયબ્રેરી **સુરત** તા. ૮-૧૧-૯૩

**એમ. ડી. દાદીશેઠ. બેરિસ્ટર એટ લૉ તરફથી.**

**રા. રા. જીવરામ અજરામર ગોર.**

સુરતથી મી. મં. દા. દાદીશેઠની સલામ સાથે લખવાનું કે આપ તરફથી ત્રણ પુસ્તકો ભેટ દાખલ મોકલ્યાં તે પોતાં છે. **કાવ્ય** કળાધર, તથા મોજદીન મેહેતાબ નાનાં પુસ્તકો હોવાથી તે તરફ ગારાથી વધારે લક્ષ અપાયું નથી, પણ આપનું **"વાર્ત્તા વિનોદ"** નામનું પુસ્તક જોતાં તે પ્રૌઢ અને રસિક ભાષામાં સારી શૈલીથી રચેલું જોઇ સંતોષ ઉપજે છે. તેમજ પ્રસંગોપાત મૂકેલી **બોધકારક કવિતા** પુસ્તકના ઉપયોગીપણામાં અચ્છો વધારો કરી દીપાવેછે. ને તેથી લોકોને ઘણુંજ પ્રીય થશે.

લી. શેવક.

**મં. દા. દાદીશેઠ.**
ઓ. સેક્રેટરી.

---

**અમદાવાદ** તા. ૧૩ મી એપ્રિલ સને ૧૮૯૩.

**વાર્ત્તા વિનોદ–પ્રથમ દર્શન.** આ નામના પુસ્તકની એક નકલ તેના બનાવનાર મિ. જીવરામ અજરામર ગોર તરફથી અમને ભેટ મળી છે. આ દેશમાં કેટલીક દંતકથાઓ સાધારણ લોકો અને કેટલીક બારોટ લોકો ઘણી વખત બોલે છે, તેમાંની કેટલીકમાંના ખરા બનાવ અને ઇતિહાસિક વારતાઓ પહેલા ભાગમાં છે; અને બી-

જા ભાગની સતર વારતા આ પુસ્તકમાં લીધી છે. તેમાં બોધદાયક અને રમુજી વારતા પશુ, પક્ષી આદિ અને મનુષ્યો વગેરેનાં **દ્રષ્ટાંતની છે. આ વાતો સ્ત્રી અને પુરૂષ બન્ને વર્ગને વાંચતાં કોઇ જાતની અડચણ નથી.** અને તેમાં ઘણે ભાગે નીતિનો ઉપદેશ છે. એટલે કોઇ પણ ગૃહસ્થને વાંચવા લાયક છે. વિશ્રાંતિના વખતમાં કેટલીકથી રમુજ અને નીતિનો બોધ મળે એવી છે. × × ×"

**હિતેચ્છુ.**

---

**તા. ૨૯ માર્ચ સને ૧૮૯૩.**

## વાર્ત્તાવિનોદ.

( પ્રથમ દર્શન. )

દરેક પ્રજામાં દંત કથાઓ અને એવીજ તરેહની વાર્ત્તાઓ પ્રસરેલી હોય છે. અને એવી વાર્ત્તાઓમાં કાંઇ કાંઇ નીતિ, પ્રજાની રીતભાત અને શિક્ષણીય જ્ઞાન રહેલું હોય છે. આપણા દેશમાં પણ પ્રાચીન કાળથી મોહોડે સાંભળેલી વાર્ત્તાઓનો સારો વારસો ચાલતો આવેલો છે. એવી દંતકથા ઉપરથી પ્રજાને જે લાભ મળે છે, તેના કરતાં વિશેષ લાભ **જીવનચરિત્ર**પરથી મળી શકે છે. જનસમૂહમાં જાણીતા થએલા અને પોતાના ઉચ્ચ ગુણો વડે લખાઇ ગયેલા પુરૂષોની રહેણી કરણીથી આપણામાં જેવી અસર ઉત્પન્ન થાય છે, તેવી બીજા કશાથી પેદા થતી નથી. **આવોજ હેતુ** ધ્યાનમાં રાખીને **વાર્ત્તાવિનોદ** નામનું પુસ્તક મી. **જીવરામ અજરામર ગોરે** રચીને પ્રસિદ્ધ કીધું છે. તેમાં સમાયલી બાબતો **એવી ઉપયોગી** છે કે તે વાંચીને પ્રસન્ન થયા વિના રહેવાય નહિ. **આ** પુસ્તકના પ્રથમ દર્શનમાં **ચોત્રીશ** અને દ્વિતિય દર્શનમાં **સ-**

ત્તર બાબતો સમાવેલી છે. અને તે વાંચવા લાયક છે.

" શૂરવીર પુરૂષો ગમે તે સ્થિતિમાં પણ અપમાન સહન કરી શકતા નથી." એ બાબતપર આવતાં પ્રાચીન હિન્દી કવિનું કવિત વાંચવા લાયક છે.

કવિ કહે છે કે—" વીરત્વ એજ મર્દનું નૂર (પાણી) છે.

પાણી બિન મોતીકોહી, ઝવેરી ખરીદે નાંહિ,
પાની બિન સુધર સવાઇ સબ નામકી;
પાની બિન ઘોરેકોંહિ ખલક ખરીદે નાંહિ,
પાની બિન દાગની સુહાવે નહિ સાગકી;
પાની બિન સારતા સરોવરહિ સૂકે લાગે,
પાની બિન હીરેકી હે કિંમત બદામકી;
સોય તું ગુમાની નર, પાનીકો જતન કર,
પાની બિન તેરી જિંદગાની કોન કામકી?!"

બીજી કેટલીએક એવી બાબતો સમાવવામાં આવી છે કે તે **ગુજરાતી વાંચનારાઓને પ્રસન્ન** કરવા સાથે કેટલીક રીતનું શિક્ષણ આપ્યા વિના રહેશે નહિ, એવો અમને ભરૂસો છે. અમે જાણીને ખુશી છીએ કે—મી. જીવરામને **શ્રીમંત કચ્છદેશાધિપતિએ** સારૂં ઉત્તેજન આપ્યું છે. દેશી રાજાઓ અને શ્રીમંત પુરૂષોના આશ્રય વિના સારાં પુસ્તક પ્રગટ થવાનો સંભવ રાખી શકાતો નથી. અમે આ પુસ્તકને આશ્રય આપવાની ગુજરાતી પ્રજાને ભલામણ કરીએ છીએ."

**સત્યવકતા.**

---

ગણેશવાડી ઘર નં. ૪.

**મુંબઇ.** તા. ૩૦-૮-૯૩

**શેઠ સાહેબ લક્ષ્મીદાસ ખીમજી. જે. પી. તરફથી.**

× × × × ×

"**વાર્ત્તાવિનોદનું** પુસ્તક ઘણુંજ મનરંજક છે, લખાણુ સરળ અને સાધારણજ્ઞાનવાળાને પણ વાંચવું ગમે તેવું છેજ."

---

**માંડવી** તા. ૬-૯-૯૩

૫ "**વાર્ત્તાવિનોદ**-પ્રથમ દર્શન-વારતાઓ વાંચવાને મન ઉશ્કેરાયછે. તેમાં ચાલતા જમાનાના ફરતા (ઉછ લાગ) જવાનોને અતિ ઉન્માદથી પોતાનો રસ્તો છોડી ન દેવા વચ્ચે વચ્ચે ચમકીઓ ઠીક લગાવી છે.

સર્વે પુસ્તકો વાંચી આનંદ થયોછે, વિશેષ એટલા માટે કે તે હોંસિલા રચનાર મારા સ્વદેશી ભાઈ છે.

**ચતુર્ભુજ શિવજી મેહેતા.**

માંડવી ઍંગલો વ૦ સ્કૂ. ના હેડમાસ્તર.

---

**ખાનસાહેબ કરમઅલી રહિમ નાનજ્યાની બી, એ.**

ડેપ્યુટી એ. ઇન્સ્પેક્ટર સાહેબ-પંચમહાલ-રેવાકાંઠા.

મુ. **લુણાવાડ** તા. ૧૩-૩-''

"તમારાં મોકલાવેલાં પાંચ પુસ્તકો મને પહોંચ્યાછે. "**વાર્ત્તાવિનોદ**" મેં વાંચી જોયું છે. ઘણી ખરી વાર્ત્તાઓ બહુ **રસીલી** અને બોધકારક છે. લખાણની પદ્ધતિ પણ સારી છે. કેટલીક વાર્તાઓમાં કંઈક વાંધા ભરેલુંછે[1] બીજી ચોપડીઓ અવકાશ મળે વંચાશે.

શુભેચ્છક.

**કરમઅલી.**

---

૧ એઓ સાહેબને કઈ વાર્તાઓ કાંઇક વાંધા પડતી છે? તે વિષે લખવા વિનંતી કરતાં તેમણે પહેલા ભાગની વાર્ત્તા ૨૩ મીમાં હમામ મિઝાલીએ કરેલા ચહેરા ઉપરથી માણસની પરીક્ષાથી તેમનો મત વિરૂધ છે, કેમકે પશ્ચિમની સુધરેલી પ્રજા તે માન્ય રાખતી નથી. પણ મારો મત ફેરવવા જોગ દાખલો હજુ મને મળ્યો નથી.

## કાવ્યકળાધર વિષે નવા આવેલા
## અભિપ્રાયો.

**અમદાવાદ.** તા. ૨૭ મી એપ્રિલ સને ૧૮૯૩.

**કાવ્ય કળાધર–કળા પહેલી.**—આ નામનું પુસ્તક રા. જીવરામ અજરામર ગોર તરફથી અમને ભેટ મળ્યું છે, તેની **પહોંચ ઘણી ખુશીથી સ્વીકારીએ છીએ.** આમાં જૂદા જૂદા ૭ વિભાગ છે. **પહેલા**માં દેવ સ્તુતિ અને ઉપદેશ, **બીજા**માં કવિતા અને કીર્તિ, **ત્રીજા**માં **પાદપૂર્ત્તિઓ, ચોથા**માં **પ્રસ્તાવિક** કવિતા, **પાંચમા**માં **પ્રીતિ–શૃંગાર** અને **છઠ્ઠા**માં જનપ્રશંસા અને **ચિત્ર** કાવ્ય. એ પ્રમાણે સમાસ કર્યો છે. **કવિતા રસીક** અને **સ્ત્રી પુરૂષ** એમ બંને વર્ગને **વાંચવા લાયક છે.** કિંમત આઠ આના છે, જેને જોઇએ તેણે કર્ત્તા પાસેથી મંગાવી લેવું."

હિતેચ્છુ.

---

**માંડવી.** તા. ૬–૫–૯૩

"૪. **કાવ્ય કળાધર**—જુદા જુદા વિષયોપર રસિક વાણીની કાવ્યરચના તાદ્રશ્ય દેખાઇ રહે છે."

ચતુર્ભુજ શિવજી મહેતા.

હેડ માસ્તર. એ. વ. સ્કૂ. માંડવી.

---

**વાડાસીનોર.** તા. ૨૮–૫–૯૩.

"**કાવ્ય કળાધર** વાંચી બહુ હર્ષ થયો છે. તમારી રચેલી **કવિતા** ઘણે અંશે **નદીની પેઠે સહેલાઇથી વહે છે,** અને કોઇ કોઇ સ્થળે તો **બહુ જોશથી ઉછાળા મારે છે.** એ લઘુ પુસ્તકમાં બોધ લેવા લાયક ઘ-

ફુ ગડુ છે. "**પાણી પહેલી પાળ**" એમાં સારા વિચારે દર્શાવેલા છે. પણ એ કરતાં વધારે **ખૂબીદાર** "થાવાનું તે થાય." છે એમાં સુસ્ત તથા હિચકારા લોકોને જાગૃત કરવા **સરસ ચાબુક** છે. સત્ય અસત્યની મા… ફૂટ એક કોરે મૂકી સાધારણ રીતે જોવામાં આવ… દુયા વ્યવહાર રીતિને તમે ઠીક ગ્રહણ કરી છે.

શુભેચ્છક **કરમઅલીની** સલામ.

---

તા. ૩૦–૧૦–૯૩. ઇડરગઢ.

" ૨. काव्यकळाधर–૧ લી કળાઃ—જેમ કળાધર ચંદ્ર રસજ્ઞ પુરૂષોને **અજરામર** અમૃતમાં સ્નાન કરાવે છે, તેમજ આ **કાવ્યકળાધર** આરામ સહિત **જીવન**ના ઝરામાં લાવે છે. "

**નગીનદાસ પુરૂષોત્તમદાસ સંગવી.**
ડિસ્ટ્રીકટ મેજિસ્ટ્રેટ અને મુનસફ. ઇડર.

---

**ભાગવત** પિંગળ વિષે નવા મળેલા
**અભિપ્રાયો.**

**અમદાવાદ** તા. ૨૨ મી મે સને ૧૮૯૩.

× × ×

એ પુસ્તક છપાવી છંદશાસ્ત્રના પુસ્તકોમાં તમે એક કિંમતી ઉમેરો કર્યો છે. પુસ્તક **ભાષા**માં છતાં પણ તમારી સવિસ્તર ટીકાને લીધે હરકોઇ તેનો લાભ લઇ શકે એમ છે. એ પુસ્તકનું સંશોધન કરી નામની સમજૂતી સાથે છપાવી કચ્છી કવિની કીર્તિ ફેલાવવાનો **તમારો પ્રયત્ન સફળ** છે. હાલ એજ.

લિ.
શુભચિંતક–**કેશવ હર્ષદ ધ્રુવ.**

" ૨ **ભગવત પિંગળ**—કવિતાના અભ્યાસીને એક **આરસી** તથા **મદદગાર** છે. બનાવનારની એ વિષયમાં બીજાઓને આગળ વધવાની સૌમ્ય અને સ્નેહાર્થ ભાવના જણાય છે. "

**ચતુર્ભૂજ શિવજી મહેતા.**
હેડમાસ્તર. એ. વ. સ્કૂલ માંડવી.

---

ઈડર તા. ૩૦—૧૦—૯૩.

**ભગવત પિંગળ**:—આ ગ્રંથથી **ભારતવર્ષમાંની** સઘળી **ભાષાના** કવિયોપર એક **અમુલ્ય ઉપકાર** થયો છે. ઇશ્વરાવતાર લીલા અને પિંગળના નિયમોનું આ એક **આશ્ચર્યજનક** ગ્રંથન છે; કર્ત્તાની **ઉત્તમકવિત્વ શક્તિનું** પ્રદર્શન છે. ગુજરાતી ટીકાકારે ગુજરાતી ભણનાર પ્રજા ઉપર **પ્રશંસાપાત્ર ઉપકાર** કર્યો છે. આ ગ્રંથ સાક્ષર વર્ગે મુક્તાફળથી વધાવી લેવા યોગ્ય છે."

**નગીનદાસ પુરૂષોત્તમદાસ સંગવી.**
ડિ. મેજીસ્ટ્રેટ અને મુનસફ—ઈડર.

---

## મોજદીન મહેતાબ વિષે અભિપ્રાયો.

**અમદાવાદ** તા. ૧૩-૪-૯૩.

" **મોજદીન મહેતાબ**--આ નામનું પુસ્તક કવિશ્રી ઉદયરામ કૃત તે અસલ છંદ સાથે તેના અર્થ સંબંધ બેસે તેવી રીતે ગુજરાતીમાં ભુજનિવાસી રા. જીવરામ અજરામર ગોરે આપ્યા છે. તેની એક નકલ અમને મળી છે. આ કવિતા ઘણાક ભાટ લોકો બોલે છે; તેમની જૂદી જૂદી પ્રતો મેળવેલી છે. × × × "

**હિતેચ્છુ.**

**માંડવી.** તા૦ ૯—૬—૯૩

"૩. **મોજદીન મહેતાબ**—સ્ત્રી પુરૂષનો પ્રેમ બહુ જોશથી પ્રદિપ્ત કર્યો છે."

**ચતુર્ભુજ શિવજીમેહતા.**

હેડમાસ્તર અંગ્રેજી સ્કૂલ-માંડવી.

---

**શ્રી "કચ્છ ભૂપતિ કવિતા" વિષે મળેલા અભિપ્રાયો.**

**અમદાવાદ** તા. ૧૩ મી એપ્રિલ ૧૮૯૩.

"**કચ્છ ભૂપતિ વિષે કવિતા**—આ એક ફરમાના નાહાના પુસ્તકમાં ઘણી **ઉત્તમ કવિતા** સમાની છે. એ પુસ્તક, અમને જીવરામ અજરામર ગોર તરફથી મળ્યું છે. તેના કર્તા તરીકે તેમની સાથે **મોરારજી** અજરામર દ્વિવેદીનું નામ પ્રસ્તાવનાપરથી જણાયછે. **કવિતા રસાલંકાર યુક્ત** સારી છે. આ પુસ્તક અરધો આનો પોષ્ટેજ મોકલવાથી તેઓ **મફ્ત** મોકલશે. અને જેમને તે મફ્ત નહિ લેવી હોય તેમને તે સાથે એક આનો વધારે મોકલવાથી મોકલશે."

**હિતેચ્છુ.**

---

"૧ **કચ્છ ભૂપતિ વિષેની કવિતા**—રચનારની શક્તિ એ વિષયમાં ઘણી આગળ વધવાનું પ્રયત્ન કરતી હોય એવું બતાવેછે."

**ચતુર્ભૂજ શિવજી મેહતા.**

હેડમાસ્તર. અંગ્રેજી સ્કૂલ માંડવી.

---

"૩ श्रीकच्छ भूपतिविषे कविता:—મહારાવશ્રી જેવા **સાક્ષરગુણજ્ઞ ભૂપતિ**, અને રા. રા. જીવરામ અજરામર જેવા સ્વદેશપ્રેમી અને રાજ્યભક્ત પ્રજાજનો હોયછે, ત્યાંજ આવી કવિતાનો હૃદયાનંદ જનક ઘોષ સંભળાય છે.

**નગીનદાસ પુરૂષોત્તમદાસ સંગવી.**

**ડી. મેજીસ્ટ્રેટ અને મુનસફ ઇડર.**

# જાહેર ખબર.

## અમારાં રચેલાં નીચે લખેલાં પુસ્તકો નીચે લખેલે ઠેકાણેથી મળશે:—

| પુસ્તકનું નામ. | કિંમત રૂ. આ. |
|---|---|
| ૧ વાર્તાવિનોદ-પ્રથમ દર્શન................ | ૧—૮—૦ |
| ૨ ભગવત પિંગળ.......................... | ૧—૦—૦ |
| ૩ ખુશબુકુમારી (બીજી આવૃતિ) છપાય છે.... | ૦—૮—૦ |
| ૪ કાવ્યકળાધર-કળા પહેલી.................. | ૦—૮—૦ |
| ૫ મેઘાડમ્બર.............................. | ૦—૮—૦ |
| ૬ મોજદીન મેહેતાબ........................ | ૦—૪—૦ |
| ૭ પ્રેમ પચોતરી........................... | ૦—૪—૦ |
| ૮ દાદાભાઇ સ્તોત્ર.......................... | ૦—૨—૦ |
| ૯ શ્રી કચ્છભૂપતિ કવિતા................... | ૦—૧—૦ |

૧૦ વાર્તાવિનોદ. ૧૧ કાવ્ય કળાધર-કળા બીજી. ૧૨ મોજદીન મેહેતાબ નાટક. ૧૩ લાખો ફૂલાણી. ઇ. ગ્રંથો હવે પછી છપાશે.

**મળવાનાં ઠેકાણાં—મુંબઈ—**શ્રી જેઠારામ પુસ્તકાલય તથા મિ. વસનજી પરમાનંદ ચાહેવાળા સુરત—એમ. જે. પોષ્ટવાળા. ખુદાબક્ષ પ્રેસ; અમદાવાદ—આર્યોદય પ્રેસ; માંડવી (કચ્છ)-નાગોરી ચાંપસિંહ ખીમરાજ તથા વોરા. તૈયબજી મુલ્લાં મામદભાઇ; ભુજનગર-ઉપાધ્યાય હરિરામ પ્રભુરામ અને અમારી પાસેથી તથા રાજકોટ બુકસેલર બેહેચર મેઘજી પાસેથી રોકડે કિંવા વેલ્યુપેબલથી મળશે.

**કચ્છ—ભુજનગર** } **જીવરામ અજરામર ગોર.**
કાવ્યકળાધર. ઇ.ના કર્તા.